श्री शारदापीठग्रंथमाला–पुष्प ६ ठ्ठुं



श्री

# कृष्ण-कीर्तन



रचनार

श्रीमत्परमहंस, परिव्राजकाचार्यादिबिरुदांकित, पश्चिमाम्नाय
शारदापीठाधीश्वर, श्री जगद्गुरु, श्रीमच्छंकराचार्य महाराज
स्वामीश्री स्वरूपानन्दतीर्थजी

प्रकाशक
भास्करराव रत्नलाल धोळकिया
"श्री शारदापीठ कार्यालय"; एलिसब्रिज, अमदावाद

प्रत २०००
आवृत्ति १ ली

वि. सं. १९८४
ई. स. १९२८

मूल्य ०-२-०

# પ્રસ્તાવના

આપણા સનાતનધર્મી હિંદુ જનસમાજમાં ધાર્મિક વિષયોના જ્ઞાનનો ફેલાવો થતો રહે, અને શ્રીમજ્જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય મહારાજશ્રી તરફથી અપાતો સદુપદેશ ઘેરઘેર પહોંચતો રહે એવા હેતુથી, ઇ. સ. ૧૯૧૭–૧૮ ની સાલથી, પશ્ચિમામ્નાય શ્રી શારદાપીઠાધીશ્વર, શ્રી ભૂતપૂર્વ શંકરાચાર્ય સ્વામી શ્રી ત્રિવિક્રમતીર્થજી મહારાજ એઓશ્રીએ લોકકલ્યાણ વિચારીને એક ગ્રંથમાળા પ્રકટ કરતાં રહેવાનો રવૈયો ધારણ કરેલ તેને અનુસરીને આ "**શ્રી શારદાપીઠ ગ્રંથમાલા**" પ્રકટ કરતાં રહેવાનું કામ ચાલુ રાખવામાં આવેલ છે.

આ "શ્રી કૃષ્ણ–કીર્તન" નામક લઘુ તથાપિ ઉપકારક અને ગેય ગ્રંથિકાના રચનાર, શ્રી શારદાપીઠ (પ્રભાસપાટણ, મૂલ દ્વારિકાક્ષેત્ર) ની, શ્રીમદ્ જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યની લોકમાન્ય ગાદી ઉપર હાલમાં વિરાજતા સ્વામીશ્રી સ્વરૂપાનન્દતીર્થજી મહારાજ હોઇ, સદરહુ પુસ્તક, પૂર્વસૂચિત ધર્મપીઠને અંગે પ્રસિદ્ધ થતા "**શ્રી શારદાપીઠ**" નામક માસિક પત્રના કાર્યાલય તરફથી પ્રકટ કરવામાં આવેલ છે. આમ હોઇ આપણા સનાતન ધર્માવલંબી, આર્યભાવનાનુરાગી જનસમાજ તરફથી આ ગ્રંથમાલાનું આ છઠ્ઠું પુષ્પ યોગ્ય સત્કારને પામશે જ એવું શ્રદ્ધાપૂર્વક ભાખી શકાય પણ છે.

આ "**શ્રી કૃષ્ણકીર્તન**"માં આપણા વિશ્વવંદ્ય, પૂર્ણાવતાર ભગવાન્ શ્રી કૃષ્ણપરમાત્માના ચરિતને સરલ અને મધુર વાણીમાં ઊતારવામાં આવેલ છે, અને તે ગેય રૂપમાં હોઇ સ્ત્રીઓ તેમજ પુરૂષો ગરબી તેમ જ દરબારી કાનરા, આશા વગેરે રાગોમાં ગાઇ શકે તેમ પણ છે. ધર્મનિષ્ઠ દેશબંધુઓ પોતાનાં બાળકોના હાથમાં આ ગ્રંથ આનંદસંતોષપૂર્વક મૂકી શકશે એમ પણ અમારૂં નમ્ર માનવું છે.

"શ્રી શારદાપીઠ" કાર્યાલય
એલિસબ્રિજ, અમદાવાદ.
૧–૪–૨૮

જ. પુ. જોષીપુરા
દીનાનાથ નાહાનાલાલ જાની
મંત્રીઓ:–"શારદાપીઠ"



# શ્રી કૃષ્ણકીર્તન

## મંગલાચરણ

મરાઠી સાખી

ભક્તિ વિના કંઇ જ્ઞાન અને વૈરાગ્ય ઉદિત નહિ થાતાં,
ભક્તિ થકી કંઈ માયાનાં અહીં બંધન તુટી જાતાં,
ભક્તિ કૃષ્ણ તણી ગુરૂજી, હૃદયે સ્થિર કરોને અહીં.
ભક્તિ કૃષ્ણતણી ગુરૂજી.

૨

(નિર્ગુણ જ્ઞાન સહિત સગુણ દર્શનની પ્રાર્થના-ભૈરવમાં ગવાય છે.)

દર્શન દે મોહન મુરારિ, મુરારિ પ્રિય ત્રિપુરારિ.
જોવાનો જગમાંહીં તું રહે, એ દૃષ્ટિ દે ગિરિધારી. ૧
નામ રૂપ સૌ મિથ્યા ભાસે, ચિત્ત ચરણ રહે વનમાળી. ૨
અહૈતુક ભક્તિ વ્યાપે ને, થાઉં બ્રહ્મદૃષ્ટિધારી. ૩
સ્વરૂપનો કંઇ ભેદ ન હોયે, તો પણ લીલા વિસ્તારી. ૪
દ્વૈતપણામાં ભય એ સાચું, પણ મોહનમાં મતિ હારી. ૫

૩

(સગુણ નિર્ગુણના તથા સગુણમાંના અવાંતર ભેદ ને વિરોધનું સ્તુતિ રૂપે વર્ણન–દરબારી કાનરામાં ગવાય છે)

મોહનમાં મુજ મતિ હારી ૩..........ધ્રુવ.
પૂર્ણ રૂપમાં ભવ દેખાયે, જન્મ વિના અવતારી;
કાર્ય કરે નહિ કાર્ય કરંતો દેખું છું ગિરિધારી. ૧
રૂપ વિનાનો રૂપ ધારીને, ભય દેતો ભયહારી;
ચોરી કરંતો ને વર દેતો, અણુ છતાં પણ ભારી. ૨
પરાક્રમી પણ નાશી જાતો, ઇશ છતાં ભીખારી;
બંધનથી છોડે ભક્તોને, બંધાયો જઇ હારી. ૩
તત્ત્વ વિરોધી દેખું તુજમાં તોપણ નિશ્ચય ભારી;
સ્વરૂપથી તો ગુણ વિનાનો માયાના ગુણ ધારી. ૪

---

(રમીએ ગુજરાતે એ ઢાળમાં તેમ જ ભેરવી તથા આશામાં પણ ગવાય છે)

કીર્તન–૧

તમે ગાઈ કૃષ્ણનાં ગાન જીવન સાર્થ કરો;
મિથ્યા છે બીજાં કામ ફાંફાં મારી મરો– ધ્રુવ
સંક્ષેપે ગાઉં છું હું તો કૃષ્ણ તણાં જે કામો રે.
ચિત્ર વિચિત્ર કર્યાં જે અહીંઆં બહુ ધરીને નામો. જી. ૧
માત પિતાને બંધ કરાવ્યા મોટા ભાઇ મરાવ્યા રે;
એક શેષ રાખીને અહીંઆં સુંદર ચરણ જ લાવ્યા. જી. ૨
કૃષ્ણપક્ષ શ્રાવણનો સુંદર અષ્ટમી ને બુધવાર રે;
અર્ધ રાત્રીએ હરિ અવતરિયા સઉના સરજનહાર. જી. ૩

દર્શન દીધાં માત પિતાને કીધી વાત કંઇ ભારી રે;
ગોકુળમાં મુજને લઇ જાઓ માયા લાવો મારી. જી. ૪
શંખ ચક્ર ને ગદા, પદ્મ વળી કંઠે કૌસ્તુભમાળા રે;
ચરણનૂપુરની શોભા ઝળકે જાનુ તક વનમાળા. જી. ૫
શ્રીવત્સનું ચિહ્ન ઉરમાં સુંદર કિરીટવાળા રે;
મકર કુંડળને શોભા દે છે સ્મિત વદન રખનારા. જી. ૬
પીત પીતાંબર શોભે સુંદર નૂતન મેઘ સ્વરુપ રે;
લજ્જા પામે એની આગળ કોટી મન્મથ રૂપ. જી. ૭
એવું સુંદર રૂપ બતાવી શિશુરૂપ થઈ જાય રે;
ચોકીદાર પર નિદ્રા નાખી તાળાં ઉઘડી જાય. જી. ૮
પોતાને લઈ જાતાં માર્ગમાં વાટ દીધી યમુનાએ રે;
ચરણસ્પર્શમાં વાર લગાડી ભડકાવ્યા પિતાને. જી. ૯
ઈન્દ્રે સ્નાન કરાવ્યું વારિથી શેષે ફણાની છાયા રે;
પાસ યશોદા મૂકી પ્રભુને, માયા વસુદેવ લાવ્યા. જી. ૧૦
પાછા આવ્યા કારાગારમાં થયું હતું જ્યાં જેવું રે;
ચોકીદાર જાગીને સાંભળે બાળકનું કંઈ રોવું. જી. ૧૧
કંસ સાંભળી વાત બાળની આવ્યો થાતો રાતો રે;
મનમાં શંકા આવી કે 'આ દુશ્મન મારો જનમ્યો.' જી. ૧૨
દેવકીએ વિનતિ કરી આ બાળકીને તો રાખો રે;
એનાથી તો ડર નહિ કંઈ એ શાને મારી નાખો. જી. ૧૩
ક્રૂર હૃદયમાં દયા ન હોયે ક્રોધી શું નહિ કરતો રે;
બાળકીને ઝડપી જોરથી પત્થર પર તે પટકતો. જી. ૧૪
ઈશ તણી જે શક્તિ એ તો ઉડી ગઇ આકાશે રે;
દૈત્ય ચોંકીને ઉપર દેખે દેવી રૂપ પ્રકાશે. જી. ૧૫

દેવીએ ચેતાવ્યો તેને "મને મૂરખ શું માર્યં રે;
દુશ્મન તારો ગોકુળમાં છે તેને તું સંભાળ્ય." જી. ૧૬
વિસ્મય પામ્યો કંસ સાંભળી નિશ્ચય કીધો મનમાં રે;
દુશ્મનને તો ઉગતો મારવો જોર વધે નહિ જેમાં. જી. ૧૭
વળી વિચારી દેવલોક પણ જૂઠું બોલતા ભાળ્યા રે;
દેવકીને વસુદેવ તણાં તો બંધન તેણે ટાળ્યાં. જી. ૧૮
ક્ષમાપ્રાર્થના કરી તેમની નિજ અપરાધની ઉપલક રે;
હવે જાઉં છું ગોકુળમાં જે ઇશે કરીઆં નાટક. જી. ૧૯

---

## કીર્તન-૨

યશોદાને પુત્ર જ જનમ્યો એવી વાત કહેવડાવી રે;
હર્ષભર્યાં ત્યાં ગોપગોપિકા દેખે દોડી આવી. ૨૦
આનંદની તો અવધી ના રહી દેખી પુત્રનું રૂપ રે;
શંકર પોતે આવ્યા છે ત્યાં જોવાને જ સ્વરૂપ. ૨૧
શિવજી તો ત્યાં રૂપ જ જોઈને મનમાં વિસ્મિત થાતા રે;
ચૌદ લોકના નાથની શોભા આનંદેથી ગાતા. ૨૨
"વર્ણન શું ભગવાન! કરૂં હું શોભાનો નહિ પાર રે;
જગત કાજ અવતાર ધર્યો છે સઉના સરજનહાર. ૨૩
સુંદરતાએ નાશ કર્યું છે નૂતન મેઘનું માન રે;
ચરણકમળથી કમળ જ હાર્યું યોગીઓનું જ્યાં ધ્યાન. ૨૪
જ્ઞાનીને પણ મોહમાં નાંખે વદન સદા સ્મયમાન રે;
ગોકુળનાં તો ધન્ય ભાગ્ય જે બાળ રૂપે ભગવાન." ૨૫
કંસે મંત્રણા કીધી મિત્રથી અસુરોનો એ રાય રે;
"ગોકુળમાં જે નાનાં બાળક તેમનો નાશ કરાય. ૨૬

વળી વિષ્ણુનાં ખાસ અંગ છે બ્રાહ્મણ ગાય ને વેદ રે;
તપ દયા ને તિતિક્ષા વળી દમ શમ યજ્ઞ જ છે જે. ૨૭
અંગ તણો તો નાશ કરેથી અંગી નાશ તો નિશ્ચય રે;
દુશ્મનનું એમ મૂળ જ કાઢી રહેવું અહીંઆં નિર્ભય." ૨૮
દુષ્ટ વાકયને માની કંસે કામનો આરંભ કીધો રે;
વારા ફરતી યત્ન કરીને ફોકટ શ્રમ તો લીધો. ૨૯
કંસ તણો તો કર દેવાને નંદ મથુરા જાય રે;
ઈષ્ટ મિત્ર વસુદેવને મળતાં આનંદે ઉભરાય. ૩૦
વાતો પ્રેમથી થોડી કરીને વસુદેવે કીધો અણસારો રે;
ઉત્પાતો ગોકુળમાં થાએ જલદી જઈને જાણો. ૩૧

---

## કીર્તન-૩

પહેલી પૂતના આવી પાવા વિષ લગાડી સ્તન પર રે;
પ્રાણ જ તેના ચૂસી લઈને ઢાળી દીધી ભૂમિ પર. ૩૨
દેખી યશોદા વિસ્મય પામે બાળકપર બહુ પ્રેમ રે;
રક્ષકની તો રક્ષા બાંધે દુઃખ ન થાએ જેમ. ૩૩
શકટાસુરને ઉંધો નાખ્યો રોતાં રોતાં બાળે રે;
ગોપબાળ રમતાં'તાં તે તો વિસ્મિત થઈને ભાળે. ૩૪
તૃણાવર્ત તો ઈશને લઈને ઉંચે ઊડી જાતો રે;
ભાર જ સહન થયો નહિ તેથી આખર નીચે પડતો. ૩૫
પથ્થર પર તે પડિયો મરિયો, કંઠે વળગ્યો બાળરે;
જોનારાં સૌ વિસ્મિત થાતાં જે કરતાં'તાં ભાળ્ય. ૩૬
યશોદાના અંકમાં રહેલાં બગાસું કંઈ લેતા રે;
સારા વિશ્વનું દર્શન તેમાં માતાને તે દેતા. ૩૭

વસુદેવે ત્યાં ગર્ગ મોકલ્યા નામકરણને માટે રે;
નંદ સ્વાગત કરી તેમનું બે બાળક દેખાડે. ૩૮
રોહિણીના સુતનું તેણે રામ નામ જ રાખ્યું રે;
કૃષ્ણ નામ યશોદાના પુત્રનું ભવિષ્ય પણ ત્યાં ભાખ્યું. ૩૯
રમવા લાયક થયો બાળક તેના પરાક્રમ કેવાં રે;
રોજ રાડય આવે છે તેમની ગોપી તરફથી એવાં. ૪૦
"વાછરડાંને છોડી મૂકે દહીંમાખણઘી ચોરે રે;
શીંકે પહોંચવા યત્ન કરંતાં હાથેં મટકી ફોડે. ૪૧
નાનાં બાળને ચુંટી ખણીને રોતાં મૂકી દોડે રે;
દહીંમાખણ જો હાથ ન આવે તો પણ દો'ણી ફોડે." ૪૨
"કૃષ્ણ તમારો માટી ખાય છે" ગોપબાળ એમ કહે છે રે;
પૂછે યશોદા ના પાડે ને ખોલી મુખ દેખાડે રે. ૪૩
તેમાં વિશ્વનું દર્શન દે છે યશોદાને તે વારે રે;
ઇશભાવમાં સ્તબ્ધ બની ત્યાં માયાને વિસ્તારે. ૪૪
સ્તનપાન કરાવતી માતા ઉભરાતું દૂધ દેખીરે;
જલદી ઉઠી ઉતારવાને બાળક હેઠો મૂકી. ૪૫
બાળકે કંઇ કોપ બતાવ્યો રોતાં રોતાં પીને રે;
દહીંનું માટલું ફોડી નાંખીને પેઠા કોઠીઓથી. ૪૬
યશોદાએ તો સોટી લીધી ને ભય દેખાડયો ભારી રે;
આખર કીધી સોટી છોડીને બાંધવાની તૈયારી. ૪૭
ખાંડણીએ ત્યાં બાંધવા માંડયા દોરડે ગાંઠ ન થાય રે;
બીજાની પણ તે જ ગતિ ને ત્રીજું લેવા જાય. ૪૮
આખર માતા થાકી ગઈ ત્યાં પ્રીત થકી બંધાણા રે;
ભવબંધનને છોડાવે તે પ્રેમે હાથમાં આવ્યા. ૪૯

માતાને તે વિનતિ કરતા બંધનથી મને છોડો રે;
મૂકી એકલો ગયાં ત્યાંથી તે લાગ કામનો આવ્યો. ૫૦
ખાંડણીઆને ખેંચી જઇને અર્જુનવૃક્ષને પાડે રે;
નારદશાપથી મુક્ત કરીને ગુહ્યકને ઉઠાડે. ૫૧
વૃક્ષ તણો ત્યાં અવાજ સાંભળી ગોપી ગાભરી આવે રે;
ખાંડણીઆને ખેંચતો બાળક દેખી વિસ્મિત થાએ. ૫૨
બીજાં બાળક કહે છે કે એ કૃષ્ણ તણું છે કામ રે;
પણ ત્યાં તેમનું કોણ માનતું ભૂલી કૃષ્ણના રામ. ૫૩
ગોપલોકોએ સભા કરી ને ઉત્પાતોની ભીતી રે;
જાવું વૃન્દાવનમાં ધાર્યું કૃષ્ણ તણી જ્યાં પ્રીતી. ૫૪

---

## કીર્તન-૪

વ્રજમાં જઇને કૃષ્ણે કીધું ગોસેવાનું કામ રે;
જગને દેખાડયું એ કર્મથી મૂળ ચઢતીનું આમ. ૫૫
ગાય ચરાવતાં વત્સાસુરને માર્યો પુચ્છ લઇ ભમતાં રે;
બકાસુરને માર્યો છે કંઈ ચીરી ટુકડા કરતાં. ૫૬
અઘાસુરની અંદર પેશી પ્રાણ જ રૂંધન કરિયા રે;
હવે સાંભળો બાળ ગાય સૌ રૂપ હરિએ ધરીયાં. ૫૭
બ્રહ્માએ તો ગર્વ કરીને હરીયાં બાળ ગોવત્સરે;
સર્વ રૂપ તો થયા પ્રભુ એ ધરનારા શ્રીવત્સ. ૫૮
બ્રહ્માએ તો ગોથાં ખાધાં ઇશ્વરની માયામાં રે;
થાકી જઇને પાછા પડીયા હરિના ચરણકમળમાં. ૫૯
નિજ અપરાધ ક્ષમા માગતાં કહેતા કૃષ્ણને એવું રે;
"માતા લાત ગણે નહિ બાળની ગર્ભ મહી"ના જેવું. ૬૦

રામ પાસે પણ કામ કરાવ્યું ધેનુકને તો મરાવ્યો રે;
કાલિંદીજળશુદ્ધિ માટે લઈ ચાલ્યા ત્યાં ગાયો. ૬૧
પહેલાં પાન કરાવ્યું ગાયને જીવનહીન દેખાડી રે;
અમીદષ્ટિથી પાછી ઉઠાડી ચઢયા કદમની ડાળી. ૬૨
કાલિંદીમાં કૂદી પડિયા વિષતણું જે ધામ રે;
ગોપબાળ ને ગાયવત્સ વળી રોતું મૂકી ગામ. ૬૩
ઉપર આવ્યા થોડીવાર પછી કૌતુક કંઇ દેખાડયું રે;
કાળી નાગને નાથી તે પર પ્રીતે નાચવા માંડયું. ૬૪
અગાધ ઉંડું જળ જે જગ આ ઝેર કામનું ભરીયું રે;
તેમાં પેશી કામસર્પને વીંધી બહાર નીકળવું. ૬૫
શુદ્ધ કર્યું એ જળ તો ઇશે ભકતજનોને માટે રે;
જાય પછી તો બંસી બજાવી વૃન્દાવનની વાટે. ૬૬
દાવાગ્નિના દુઃખ થકી તો સ્નેહી કીધા ન્યારા રે;
પ્રલંબનો તો વધ કરાવ્યો બલરામની દ્વારા. ૬૭
દાવાગ્નિનું પાન કરીને મુકત કર્યા છે મિત્રો રે;
હવે ગાઉં છું પ્રસિદ્ધ કામ જે હરણ કર્યાનું વસ્ત્રો. ૬૮

---

## કીર્તન-૫

વ્રત આખરમાં કન્યાઓ તો દેવી પાસ વર માગે રે;
"કૃષ્ણ અમારો પતિ થાય" તે અંતર્યામી જાણે. ૬૯
અંતર કૃષ્ણનું ચિંતવન કરતી કાલિન્દીઘાટ જાય રે;
વસ્ત્ર મૂકીને ઘાટ પરે તે યમુનાજીમાં ન્હાય. ૭૦
શિક્ષા ને દર્શનની યુકિત અંતર્યામી કંઈ કરતા રે;
ઘાટ ઉપરથી વસ્ત્ર લઇને કદંબ ઝાડે ચઢતા. ૭૧

વસ્ત્ર માગતી કન્યા જ્યારે હસતા ઉત્તર દેતા રે;
"વ્રત આખરમાં નગ્નસ્નાનથી અપરાધ દેવનો કરતાં. ૭૨
પાપ માટે તો કરો પ્રણામ જ બન્ને હાથ જોડીને રે;
પછી આનંદે અહીંઆં આવીને પહેરો વસ્ત્રો લઈને. ૭૩
"મનઃકામના પૂર્ણ જ થાશે" વચન પ્રભુએ દીધું રે;
ઈશ્વિરમાં આસક્તિ કામ નહિ બીજ વાવ્યું જેમ શેક્યું. ૭૪
યજ્ઞપત્ની ઉદ્ધાર કરીને બ્રાહ્મણ ગર્વ ઉતાર્યો રે;
ઇશ્વરભક્તિહીન કર્મનો ફોકટ શ્રમ દેખાડયો. ૭૫
પૂર્વપક્ષ કરી યજ્ઞસમય પર ઇન્દ્રને કોપ કરાવ્યો રે.
ગોવર્ધનની પૂજા ને ગાયોમાં ખર્ચ કરાવ્યો. ૭૬
ઇન્દ્રે કોપથી વૃષ્ટિ કરી ત્યાં ગોવર્ધનને ધાર્યો રે;
સાત દિવસ રક્ષા કરી સૌની તેનો ગર્વ ઉતાર્યો. ૭૭
"વરૂણે પકડયા નંદને" સાંજે કૃષ્ણ પાસ સૌ કહે છે રે;
તરત જ જઈને મુકત કરાવ્યા સદા સહાય જે રહે છે. ૭૮
સુંદર રાતે વૃન્દાવનમાં બંસલડી તો બજાવે રે;
ગોપી સૌને ઘેલી કરીને કામકાજ છોડાવે. ૭૯
દોડી જાય સૌ વૃન્દાવનમાં ત્યાં શીખામણ દે છે રે;
પણ ત્યાં પ્રેમ છલકતો જોઇને ઇચ્છિત આનંદ દે છે. ૮૦
ગર્વ થતાં ત્યાં ગુપ્ત થઇને દુઃખ જ દે છે ભારી રે;
કૃષ્ણ કૃષ્ણ કરતાં તે સૌ ત્યાં થઇ જાય ગિરિધારી. ૮૧
પાછા આવી દર્શન દે છે મર્મ ગોષ્ટ કંઈ કરતા રે;
નિર્દયતાનો ટોણો સાંભળી ઉત્તર ત્યાં હરિ દેતા. ૮૨
"ભજતાને હું ઘડી ન છોડી ભક્તિને જ વધારૂં રે;
વિત્ત ધનીનું નષ્ટ થવાથી લાગે અન્ય નહિ પ્યારૂં." ૮૩

અનેક રૂપ ધરીને ઈશે ઠાઠ રાસનો કીધો રે;
માયા સારી રાત કરીને કોઈએ મર્મ ન લીધો. ૮૩
આપે પકડયા નંદને સાંભળી કૃષ્ણ જઈ છોડાવે રે;
વિદ્યાધરને અંગિરસના શાપથી મુક્ત કરાવે. ૮૪
શંખચૂડનો વધ કરીને વૃષભાસુરને મારે રે;
હવે સાંભળો કંસ પાસ જઈ નારદ શું જ કરાવે. ૮૫

---

## કીર્તન-૬

નારદ દૂત પ્રભુનો જાણો ઝઘડાનો લે ઠેકો રે;
કંસ પાસ આવીને પોતે દેખાડે કંઈ ટેકો. ૮૬
"કૃષ્ણ જ તારો શત્રુ જાણને દેવકીનો પુત્ર રે;
રોહિણીનો રામ સમજને માર્યો તારા મિત્ર." ૮૭
કંસ સાંભળી મારવા દોડયો વસુદેવ ને દેવકીને રે;
નારદે તો રોકયો તેથી બંધન નાંખ્યાં તેમને. ૮૮
કંસે પાછી ગોઠ કરીને મોટા મિત્રો આણ્યા રે;
રંગમંડપનો ડોળ કરીને જોડી મરાવવા ધાર્યો. ૮૯
અક્રૂરને બોલાવવા મોકલે બન્ને ભાઈને રીતે રે;
ભકત બેહથી ચાલ્યો છે વળી અંતર દર્શનપ્રીતી. ૯૦
કેશીનો વધ કર્યો પ્રભુએ નારદ પણ ત્યાં આવ્યા રે,
સ્તુતિ કરીને આગળનાં વળી વર્ણન સર્વે ગાયાં. ૯૧
વ્યોમાસુરનો નાશ કરીને પ્રભુ નીરાંતે બેઠા રે;
મથુરા જાવાને માટે અક્રૂરની વાટ જોતા. ૯૨
અક્રૂર પોતે આનંદેથી પ્રભુ પાસ તો આવ્યા રે;
મળી સર્વને એકાંતે ત્યાં સમાચાર સંભળાવ્યા. ૯૩

ગોપી સાંભળી ઘેલી થઇ ને સૌ સાંભળતાં રુવે રે;
ચિત્ત ખાળ્યું તો રહેતું નથી ને આંખે આંસુ ચૂવે. ૯૪
" અક્રૂર પણ ક્રૂર જ ઠરીયો જીવન લઈને જાતો રે; "
આખર આગળ ચાલ્યો રથ ને રહી ગઈ ત્યાં વાતો; ૯૫
કાલિન્દી પર રથ રોકીને અક્રૂર જળમાં જાય રે;
ડુબકી મારતાં શેષશાયિનાં દર્શન તેને થાય. ૯૬
ક્ષીરસાગરમાં અનંત પર છે સુંદર શ્યામસ્વરૂપ રે;
ચરણ પાસ લક્ષ્મી પણ બેઠાં શોભા દે છે અનુપ. ૯૭
શંખ ચક્ર ને ગદા પદ્મ વળી કંઠે કૌસ્તુભમાળા રે;
મકરકુંડળને કિરીટની શોભા પીતાંબર વનમાળા. ૯૮
શ્રીવત્સનું ચિહ્ન જ સુંદર ભૃગુલાંછન પણ સાથ રે;
ગરૂડ પણ સામો ઉભો છે જોડીને બે હાથ. ૯૯
નારદ વીણા લઇને ઉભા કીર્તન કરતા પાસ રે;
સદાકાળ ત્યાં રહી શકે નહિ ઈશ્વરના એ દાસ. ૧૦૦
જળમાં એવું રૂપ જ દેખે બ્હાર પ્રભુ પણ બેઠા રે;
પાછા જળમાં દેખે છે એમ લીલા પોતે જોતા. ૧૦૧
આખર સંધ્યા પૂરી કરીને રથમાં આવી બેસે રે;
મથુરાના પાદરમાં પહોંચી બન્ને ત્યાં ઉતરે છે. ૧૦૨

---

## કીર્તન-૭

પોતાને ત્યાં પધારવાને અક્રૂર વિનતિ કરતા રે;
" એક દિન આવીશું " એવું કૃષ્ણ વચન ત્યાં દેતા. ૧૦૩
સવારમાં બે ભાઈઓ ચાલ્યા સુંદર શહેર નિરખતા રે;
ધોબી કંસનો મળીઓ તેનાં કપડાં લૂટી લેતા. ૧૦૪

સુંદર કપડાં પહેરીને પછી માળીને ઘેર જાતા રે;
માળા અર્પી તેણે તેને શોભા પોતે દેતા. ૧૦૫
કુબ્જાનું ત્યાં ચંદન લીધું સુંદર રૂપ જ આપ્યું રે;
ઘેલી ઇચ્છા તેની સાંભળી વચન તેને પણ આપ્યું. ૧૦૬
ઇષુકારની આગળ જઇને ધનુષ લઇને ભાગ્યું રે;
વર્ણન સર્વે સુણી કંસનું અંતર બળવા લાગ્યું. ૧૦૭
તેણે રાતમાં ડરથી તો કંઇ સ્વપ્ન ભયંકર દેખ્યાં રે;
મૃત્યુનો નિશ્ચય દેખાડતાં કાળચિહ્નને પેખ્યાં. ૧૦૮
સારી રાત તો કૃષ્ણ ધ્યાનમાં તાદાત્મ્ય થઇ જાય રે;
હવે સાંભળો બીજે દિવસે શું બીનાઓ થાય. ૧૦૯
બન્ને ભાઇ તયાર થઇને રંગદ્વારમાં જાતા રે;
હાથી સહિત અંબષ્ઠ જ ત્યાં તો દ્વારે વિઘ્ન જ કરતા. ૧૧૦
મારી તેમને બન્ને ભાઇઓ રંગમંડપે જાતા રે;
જેવી જેની અંતર્ભાવના તેવા તે દેખતા. ૧૧૧
ઇન્દ્ર રૂપ મલ્લોને લાગ્યા નટવર નરને ભાવ્યા રે;
સ્ત્રીજાતિને કામદેવ એ પોતે જાણે આવ્યા. ૧૧૨
ગોપે તો પોતાના જાણ્યા દુષ્ટ રાયને દંડક રે;
માતપિતાએ પુત્ર જ ભાળ્યા ભોજરાજને અંતક. ૧૧૩
અલ્પજ્ઞાનીએ વિરાટ દેખ્યા પરમ તત્ત્વ યોગીને રે;
વૃષ્ણીને પર દેવતા લાગ્યા પોતે એક જ રહીને. ૧૧૪
રંગમંડપે ચાણુર મુષ્ટિક મલ્લ યુદ્ધને માગે રે;
સ્વીકારીને બન્ને પ્રીતે આવે સૌથી આગે. ૧૧૫
રામ મુષ્ટિક સાથે લાગ્યા કૃષ્ણ ચાણુર સાથે રે;
સભા સઘળી ચકિત થઇને પ્રીતે પ્રભુ પર દેખે. ૧૧૬

રામે મુષ્ટિક લાંબો કરીયો ને કૃષ્ણે ચાણૂર ચાંપ્યો રે;
દેખી કંસ તો આસન બેઠો ગભરાતો કંઇ બોલ્યો. ૧૧૭
" શહેર બહાર બે બાળક કાઢો લૂંટો ગોપ જનોને રે;
બાંધો નંદને મારી નાંખો ઉગ્રસેન વસુદેવને." ૧૧૮
કંસવચનને સુણી કૃષ્ણ તો સિંહાસન પર દોડે રે;
કાળ આવતો દેખી કંસ તો ખડ્ગ ચર્મ ઊઠાવે. ૧૧૯
સિંહની માફક કૂદી કંસ પર પકડી કેશ પટકતારે;
સિંહાસનથી જુવે ને વળી ઉપર પોતે પડતા. ૧૨૦
કંસને મારી મુક્ત કર્યો પણ ત્યાં તેનાં સંબંધી રે;
સામે દોડતાં આવ્યાં તેની રામે ખબર જ લીધી. ૧૨૧
ત્યાંથી આગળ જઇને કૃષ્ણે માતપિતા છોડાવ્યાં રે;
ઉગ્રસેનને ગાદી આપી સૌનાં દુઃખ શમાવ્યાં. ૧૨૨

---

## કીર્તન–૮

નંદની પાસે નમ્ર ભાવથી મર્મ સઉને કહેતા રે;
ગોપલોક તો હર્ષશોકથી વ્રજમાં પાછા જાતા. ૧૨૩
ગુરૂ પાસ તો રામકૃષ્ણ બે વિદ્યા ભણવા જાતા રે;
ગુરૂ નિમિત્તે વિદ્યા લઈને જલદી પાછા ફરતા. ૧૨૪
ગુરૂ કહે છે " પુત્ર મારો જે મરી ગયો તે લાવો રે;
દક્ષિણામાં હું માગું છું એ લાગ મળે નહિ આવો." ૧૨૫
ગુરૂ–આજ્ઞાને તાબે થઇને કૃષ્ણ પ્રભાસમાં પહોંચ્યા રે;
શંખાસુરને મારી પુત્રને ગુરૂની પાસે લાવ્યા. ૧૨૬
એક દિન ઉદ્ધવને પ્રીતે કૃષ્ણ વાત તો કહેતા રે;
" ગોપી વ્રજમાં મુજ વિણ ઘેલી પ્રાણ શેષ તો રહેતા. ૧૨૭

જઈને ત્યાં આશ્વાસન દેજો શુભ સંદેશો કહીને રે;
પાછા જલદી આવો અહીંઆં ખબર સૌની લઈને." ૧૨૮
ઉદ્ધવ જઈને વ્રજમાં મળીઆ પ્રીતિ સર્વની લીધી રે;
કૃષ્ણ તણી જે મર્મવાત તે ગોપી આગળ કીધી. ૧૨૯
"અંતર્યામી સૌનો મુજને વિયોગ તો નવ લાગે રે;
તમે બધાં તે તત્ત્વ જાણીને શોક ન કરશો આગે." ૧૩૦
એ રીતે કંઈ કૃષ્ણ તણો ત્યાં બોધ જ તેણે દીધો રે;
અલ્પ સમય આનંદ આપીને માર્ગ મથુરા લીધો. ૧૩૧
ઉદ્ધવ સાથે લઈને કૃષ્ણ તો કુબ્જાને ઘેર જાતા રે;
વચન આપ્યું તે પૂરૂં કરીને અક્રૂર ભેળા થાતા. ૧૩૨
તેનું ઘર પણ પાવન કરિયું મોટા તેને કહેતા રે;
પાંડવની સંભાળને માટે પ્રભુ તેને મોકલતા. ૧૩૩
અક્રૂરે જઇ પાંડવને ત્યાં દુઃખ નજરે દેખ્યાં રે;
ધૃતરાષ્ટ્રની આગળ જઈને ફોકટ વચન ઉલેખ્યા. ૧૩૪
અભાગીઆને શીખામણ પણ લાગે નહિ અંતરમાં રે;
શ્રમ કરી ખરને તેલ ચોળો પણ આળોટે તે ધૂળમાં. ૧૩૫
આખર અક્રૂર પાછા આવ્યા ધ્યાન પ્રભુનું ધરતા રે;
હવે સાંભળો કૃષ્ણથી આગળ કામો કેવાં થાતાં. ૧૩૬

---

## કીર્તન-૯

કંસપત્ની બે દુઃખી થઈને ગઈ જરાસંધ પાસ રે;
તેણે મનમાં નિશ્ચય કીધો વેર લેવાને ખાસ. ૧૩૭
યુદ્ધને માટે આવ્યો મથુરા મનમાં કૃષ્ણ વિચારે રે;
જીતી લઈને પાછો કાઢવો મારવો નહિ આ વારે. ૧૩૮

રામને કહે છે કામ તણો તો સમય આપણો થાય રે;
દિવ્ય સારથી રથ ને આયુધ તે પણ આવી જાય. ૧૩૯
જરાસંધ ત્યાં કૃષ્ણને કહે છેઃ "નાનો બાળક તું છે રે;
સંબંધીને મારે તેનું યુદ્ધે કામ જ શું છે." ૧૪૦
રામની સાથે યુદ્ધ કરતાં હારીને બંધાતો રે;
કૃષ્ણ જઇને છોડાવે છે વિચારી બહુ વાતો. ૧૪૧
સત્તરવાર તે લઢવા આવ્યો હારી પાછો જાતો રે;
કાળયવન નારદનો મોકલ્યો શહેર ઘેરીને રહેતો. ૧૪૨
કૃષ્ણ તે સમે સૌને કહે છેઃ "દુઃખ ઘણાં અહીં આવે રે;
સમુદ્રમાં હું શહેર વસાવું ત્યાં જ ગયે કંઈ ફાવે." ૧૪૩
માયાવીને વાર ન લાગે સુંદર દ્વારકા કરતાં રે;
યોગબળેથી સૌને મોકલી પોતે એકલા રહેતા. ૧૪૪

---

## કીર્તન-૧૦

નિરાયુધ તો કૃષ્ણ એકલા શહેર બહાર નીકળીયા રે;
યવન દેખી વિચારે છે જે નારદે વર્ણ્યા રસિયા. ૧૪૫
યવન પકડવા જાય છે ત્યાં તો કૃષ્ણ દોડતા આગળ રે;
ખૂબ દૂર દોડે છે એમ બે આવે નહિ કંઇ લાગ જ. ૧૪૬
*ગિરિનગર પર આખર જઇને ગુહામાં સંતાયા રે;
પરાક્રમી પણ ડરતા તેની કોણ જાણતું માયા. ૧૪૭

* ગિરિનગર= ગિરનાર. આ પર્વતના પડખામાં "દાતારનો ડુંગર" એ નામથી ઓળખાતા પહાડ ઉપર આ કાળયવન, મુચકુંદ રાજર્ષિના નેત્રાગ્નિથી બળીને ભસ્મ થઇ ગયલો તેનું સ્થાન છે. મુસલમાનો તેને 'દાતાર'ના નામથી પૂજે છે.–જ. પુ. જોષીપુરા, મંત્રી.

યવન જઈને દેખે ત્યાં તો કોઇ એક સૂતો છે રે;
એ જ કૃષ્ણના ઢોંગ ગણીને જોરથી લાત જ દે છે. ૧૪૮
સૂતેલો જાગી દેખે યવન ભસ્મ ત્યાં થાય રે;
તરત પછી તો કૃષ્ણ આવીને દર્શન દેતા ત્યાંય. ૧૪૯
જાગેલો ત્યાં વિસ્મય પામીને પૂછે કૃષ્ણને પ્રીતે રે;
"કોણ તમે છો તેજ રૂપ જે દર્શન દ્યો આ રીતે." ૧૫૦
"તેજ થકી અંજાઇ જાઉં છું નામ આપનું બોલો રે;"
"કોણ પાપી આ ભસ્મ થયો છે મર્મ તેનો પણ ખોલો." ૧૫૧
"માંધાતાનો પુત્ર જ હું છું મુચકુંદ કહેવાતો રે;"
"ઘણા કાળથી સૂતો'તો અહીં કહો આપની વાતો." ૧૫૨
કૃષ્ણ કહેઃ "મુજ નામ નહીં પણ અનેક તો કહેવાતાં રે;
જગતહિત કરતાં અહીંઆં તો કામ યથાર્થ જ થાતાં. ૧૫૩
જન્મ નહિ પણ જનમ્યો કહે છે વસુદેવને ત્યાં તો રે;
કૃષ્ણ વગેરે નામ થકી તો જગમાં હું બોલાતો. ૧૫૪
દર્શન દેવા તુજને આવ્યો પાપીને પણ લાવ્યો રે;
પાપથકી તે પોતે બળ્યો ને મુજ સાથેનો ફાવ્યો." ૧૫૫
મુચકુંદ કહેઃ "ગર્ગવચન તો યાદ મને કંઇ આવે રે;
"પ્રભુ તુજને તો દર્શન દેશે આવી પોતે ભાવે." ૧૫૬
"બહુ કાળના તાપ થકી હું તપી ગએલો તેને રે;
ષડ્ શત્રુને તો જીત્યા નહિ પણ શાન્તિ પામ્યો કંઇ એ જે. ૧૫૭
અભય સત્ય ને શોક રહિત થઇ ચરણ આપનાં સેવું રે;
શરણે આવ્યો તેને પ્રભુ જી! ઉગારો" એમ કહે છે. ૧૫૮
પ્રભુ પ્રેમથી વચન કહે છેઃ 'તુજપર પ્રીતિ થઇ છે રે;
પણ સાયુજ્યે થોડી તો કંઇ અહીંઆં બાકી રહી છે. ૧૫૯

ક્ષાત્રવર્ણની હિંસાનું પ્રાયશ્ચિત કર પ્રીતે રે;
બદરિકાશ્રમ વનમાં તપથી, મુક્ત થજે સુ રીતે. ૧૬૦
પછીથી પાછું અહીંઆં આવી બ્રાહ્મણ થઇને રહેવું રે;
અનપાયિની ભૂક્તિ પામી મારી સાથે થાવું. ૧૬૧
એમ કહીને ઇશ તહીંથી અંતર્ધાન તો થાતા રે;
મુચકુંદ તો બહાર નીકળી બદરિકાશ્રમ જાતા. ૧૬૨

---

## કીર્તન-૧૧

રૂકિમણીનો પત્ર ગુપ્ત જે બ્રાહ્મણ લાવ્યો પ્રીતે રે;
કૃષ્ણ વાંચીને આનંદેથી ઉત્તર દે એ રીતે. જી૦ ૧૬૩
મુજને પણ પ્રીતિ તેમાં ને નિદ્રા ના કંઇ આવે રે;
રૂકિમણીને જરૂર લાવું હું આવીને ત્યાં ભાવે. જી૦ ૧૬૪
વિવાહ પહેલાં દેવીપૂજન કરવા રૂકિમણી જાતી રે;
કૃષ્ણ લેવા આવ્યા જાણીને ધ્યાન જ તેનું ધરતી. જી૦ ૧૬૫
મંદિરેથી પાછાં જાતાં ધીરે ધીરે જાતી રે;
કૃષ્ણરથની પાસે આવતાં દષ્ટિ ભેગી થાતી જી૦ ૧૬૬
હાથ પકડીને ખેંચી લે છે રથમાં કૃષ્ણ જ પ્રીતે રે;
ધીરે ધીરે રથ હંકાવે સિંહ શિકારની રીતે. જી૦ ૧૬૭
દુશ્મનને સૌ મારી હઠાવે આખર રૂકમી આવે રે;
તેને પણ પકડીને મારે રૂકિમણી પ્રેમે બચાવે. જી૦ ૧૬૮
શ્રીરૂપ રૂકિમણી તેનો કામ પુત્ર કહાવે રે;
પ્રદ્યુમ્ન એ નામ ધરીને આ વેળા તે આવે. જી૦ ૧૬૯
શંબર તેને મારી નાંખે માછલી પેટમાં જાય રે;
રતિ–રસોડે માછલી જાતાં સજીવન તે થાય. જી૦ ૧૭૦

રતિમુખે પ્રદ્યુમ્ન સુણીને વાત, શંબરને મારે રે;
દંપતી પછી ભેગાં થઈને દ્વારિકામાં આવે. જી૦ ૧૭૧
કૃષ્ણ સમાન જ બીજો દેખી ભ્રાન્તિ શ્રીને થાતી રે;
પાસે આવતાં ઉત્પન્ન થાતી પુત્ર સમાન જ પ્રીતી. જી૦ ૧૭૨
જાણે પણ તે બોલે નહિ એ કૃષ્ણ કામ પ્રખ્યાત રે;
નારદ આવી સૌને કહે છે બની ગઈ જે વાત. જી૦ ૧૭૩
સત્રાજિતનો મણિ દેખીને કૃષ્ણ માગતા ભાવે રે;
આપે નહિ ને ગૂમ થાય ત્યાં આળ કૃષ્ણ પર આવે. જી૦ ૧૭૪
આળ કાઢવા જંબુવંતને જીતીને મણિ લાવે રે;
પ્રીતે કન્યાદાનમાં મળતી જાંબુવંતી પણ લાવે. જી૦ ૧૭૫
સત્રાજિત તો લજ્જા પામી સત્યભામા દેતો રે;
મણિ કૃષ્ણ રાખે નહિ તેથી પોતે પાછો લેતો. જી૦ ૧૭૬
શતધન્વા તો સત્રાજિતને મણિને માટે મારે રે;
સત્યભામાના દુઃખે દુઃખી કૃષ્ણ તેને મારે. જી૦ ૧૭૭
મણિ મળ્યો નહિ તેની પાસે કહે ફોકટ શ્રમ લીધો રે;
અક્રૂર પાસથી જાણી લઇ દેખાડી પાછો દીધો. જી૦ ૧૭૮

---

## કીર્તન-૧૨

કાલિન્દીનો વિવાહ કીધો, મિત્રવિન્દાને લાવ્યા રે;
સત્યા, ભદ્રા ને વળી લક્ષ્મણા, આઠ મુખ્યને ભાવ્યા. જી૦ ૧૭૯
નરકાસુરને મારીને વળી સોળહજાર તે લાવ્યા રે;
કન્યા જે બંધનમાં રાખી'તી તેમને પ્રીતે ભાવ્યા. જી૦ ૧૮૦
સ્વર્ગે જઈને પારિજાતનું વૃક્ષ પ્રીતે લાવે રે;
સત્યભામાની વાડીમાં તે રોપી કોડ પૂરાવે. જી૦ ૧૮૧

ભૂદેવીનું રૂપ જ તેને પ્રીતિ તે પર કરતા રે;
એક દિન એ રૂકિમણીનો ગર્વ હસીને હરતા. જી૦ ૧૮૨
એક રોજ પ્રભુ કહે છે તેનેઃ "શું જોઇને તું આવી રે;"
"લાયક નહિ તું અમને જે રાજાઓને મન ભાવી." જી૦ ૧૮૩
"મોટા મોટા રાજા ભૂખ્યા હતા પ્રેમના તારા રે;"
"નિશ્કિંચન તો અમે સદા ને નિશ્કિંચનને પ્યારા." જી૦ ૧૮૪
વચન સૂણીને રૂકિમણી તો રોતી ભૂમિ ઢળતી રે;
કૃષ્ણ ઉઠીને પંપાળીને દેખાડે છે પ્રીતી. જી૦ ૧૮૫
કહે તેઃ "ખેલ કર્યો તો મેં તો, માઠું શાને ધરતી રે;
કાળક્ષેપ કરવાની છે એ દંપતીની રીતી." જી૦ ૧૮૬
રૂકિમણી પણ રાજી થાતી ઈશ-વચનને સમજી રે;
"નિશ્કિંચન પ્રભુ ખરા તમે તો જ્યાં વસ્તુ નહિ બીજી." ૧૮૭
પ્રીતે પાછા પ્રભુ કહે છેઃ "તુજ સમ બીજી ન દીઠી રે;"
"વિવાહપર્વ પર રામે રૂકમીને માર્યો પણ ના રૂઠી" જી૦૧૮૮
પ્રભુ તણી આ રીતી દેખી ભક્ત વિચારે પ્રીતે રે;
પોતાનાં માને પ્રભુ તેમનો ગર્વ ઉતારે રીતે. જી૦ ૧૮૯

---

## કીર્તન-૧૩

અનિરૂદ્ધ-વિવાહ રૂકમીની પુત્રી સાથે થાતાં રે;
રૂકમીનો વધ કરે રામ તો ખેલમાં ક્રોધ જ કરતાં. જી૦ ૧૯૦
કૃષ્ણ તે સમે કહે ન કંઇએ સ્નેહભંગની ભીતી રે;
મોટાભાઈ ને રૂકિમણીની શું પકડે ત્યાં રીતી. જી૦ ૧૯૧
અનિરૂદ્ધનું હરણ થયું તે જાણે પણ નહિ કહેતા રે;
શંકર સાથે યુદ્ધ કરે તે હાથ બાણુના હરતા. જી૦ ૧૯૨

યાદવ સર્વે નિષ્ફળ જાતાં કચ્છપને તે બચાવે રે;
નૃગનિદાનમાં ભૂલના ભોગની વાત પ્રસિદ્ધ કરાવે. જી૦ ૧૯૩
રામ ગોકુળે મળવા જાતા સ્નેહીજનોને પ્રીતે રે;
ગોપી કૃષ્ણની વાત કરે છે પ્રેમ–કોપની રીતે. જી૦ ૧૯૪
"અમારા વિણ કૃષ્ણને ચાલે, અમને પણ અહીં ચાલે રે;"
પણ પાછી તે રોતી જાય છે પ્રેમ હૃદયમાં સાલે. જી૦ ૧૯૫
બનાવટી વિષ્ણુ પાંડ્રકનો અનુચર કૃષ્ણને કહે છે રે;
"છોડ ચિહ્ન વિષ્ણુનાં શાનો ઢોંગ કરીને ફરે છે." જી૦ ૧૯૬
કૃષ્ણ કહે છે: "છોડું હું તો આવે મારા સામો રે;"
યુદ્ધમાં ચક્ર છોડીને મારે, વચન પ્રમાણે કામો. જી૦ ૧૯૭
પૌંડ્રકનો પુત્ર સુદક્ષિણ તે શંકર પ્રસન્ન કરતો રે;
વરમાં અગ્નિ પ્રાપ્ત કરે જે અબ્રહ્મણ્યને હણતો. જી૦ ૧૯૮
અગ્નિ છોડે દ્વારકા પર તે, કૃષ્ણ સુદર્શન છોડે રે;
સુદર્શનના તાપ થકી તે અગ્નિ પાછો દોડે. જી૦ ૧૯૯
મોકલનારનું રાજ્ય કાશીમાં તેને અગ્નિ બાળે રે;
સુદર્શન તો પાછું ફરીને દ્વારકાને સંભાળે. જી૦ ૨૦૦
બનાવટીની એ જ ગતિ છે, પાપી પોતે પડતા રે;
આખર તો જે સત્ય હોય તે નીરાંતેથી રહેતા. જી૦ ૨૦૧
નરકમિત્ર દ્વિપાદિ વાનર રામ તેને હણતા રે;
હસ્તીનાપુર સંકર્ષણ પણ ક્રોધે આવી કરતા. જી૦ ૨૦૨
નારદ આવી વિસ્મય પામી હરિની લીલા જોતા રે;
સર્વ પત્નીના મહેલ મહેલમાં કૃષ્ણ જ પોતે રહેતા. જી૦ ૨૦૩

---

## કીર્તન-૧૪

જરાસંધના બંધન નાખ્યા રાજાઓની રાડય રે;
અનુચર આવી સભા મધ્યમાં કૃષ્ણ પાસ કહી જાય. જી૦ ૨૦૪
સર્વજ્ઞ પણ મુગ્ધની માફક ઉદ્ધવની રાવ લે છે રે;
દાસ–આજ્ઞા શીર ચઢાવી યોગ્ય વાત જ કહે છે. જી૦ ૨૦૫
"ભીમને હાથે દ્વંદ્વયુદ્ધથી નાશ કરાવો તેનો રે;
મોટું વિઘ્ન જાતાં તો થાયે યજ્ઞ જ યુધિષ્ઠિરનો." જી૦ ૨૦૬
મનની વાત હરિ સાંભળી પ્રીતે પાંડવ પાસે જાતા રે;
ભીમ અર્જુનને કૃષ્ણ મળીને બ્રાહ્મણવેશ જ ધરતા. જી૦ ૨૦૭
જરાસંધની પાસ જઈને ભિક્ષા યુદ્ધની માગે રે;
તે પણ પ્રેમથી ભીમ સ્વીકારી નિબળ બેને ત્યાગે. જી૦ ૨૦૮
ગદાયુદ્ધથી આરંભે ને મલ્લયુદ્ધમાં જાય રે;
હરિના સંકેતથી તે તો ભીમને હાથે મરાય. જી૦ ૨૦૯
સહદેવ તેના પુત્રને કૃષ્ણે રાજા બનાવી થાપ્યા રે;
રાજાઓને મુક્ત કરીને સ્નેહથી વશમાં રાખ્યા. જી૦ ૨૧૦
યુધિષ્ઠિર આરંભ હવે તો રાજસૂયનો કરતા રે;
કાર્યવિભાગે કૃષ્ણજી પોતે બ્રાહ્મણ સેવા લેતા. જી૦ ૨૧૧
સભામાં તો પૂજન પ્રીતે કૃષ્ણ તણું ત્યાં થાય રે;
શિશુપાળનો દ્વેષ વધે ને ગાળો દેતો જાય. જી૦ ૨૧૨
બીજા ક્રોધે રાતા પીળા, કૃષ્ણ શાન્તિથી રહેતા રે;
ગાળી પૂરી થાતાં પોતે ચક્રથી નાશ જ કરતા. જી૦ ૨૧૩

---

## કીર્તન-૧૫

શિશુપાળના મિત્ર શાલ્વ ને સૌભગને તે મારે રે;
દંતવક્રનો નાશ કરીને દુશ્મનને તે તારે. જી૦ ૨૧૪

બલ્વલને મારીને રામ તો તીર્થયાત્રા કરતા રે;
મહાભારતના યુદ્ધસમયમાં કૃષ્ણ સારથિ થાતા. જી૦ ૨૧૫
સારથિ થઇને બોધ કર્યો જે ગીતાનો સૌ જાણે રે;
ગંભીર એવો સુંદર કે જે તેને વિશ્વ વખાણે. જી૦ ૨૧૬
યુદ્ધસમયનાં કામ સાંભળી વિસ્મિત સર્વે થાતા રે;
મર્મ ન જાણે ઉંડો કોઇ ને ઉંધા તો દોરાતા. જી૦ ૨૧૭
એક દાખલો લઇએ તેનો અવલોકનની રીતે રે;
પ્રતિજ્ઞાનો ભંગ કરીને ચક્ર ઉઠાવ્યું પ્રીતે. જી૦ ૨૧૮
"નિરાયુધ હું રહીશ યુદ્ધમાં" કૃષ્ણ પ્રતિજ્ઞા કરતા રે,
"કૃષ્ણ પાસ હથિયાર ઝલાવું" ભીષ્મજી એવું કહેતા. જી૦ ૨૧૯
ભક્ત તણી ને નિજ પ્રતિજ્ઞા વિરોધે ત્યાં આવી રે;
ભક્તની વાણી સાચી કરતા રથનું ચક્ર ઉઠાવી. જી૦ ૨૨૦
ભીષ્મ જ જાણે મર્મ તેનો તો બીજા કોઇ ન લેતા રે;
બાણશય્યા પર દેહ છોડતાં નિજ મુખે તે કહેતા. જી૦ ૨૨૧
સારથિ રૂપે બેઠા પ્રભુને દેખી યોધો મરતા રે;
દેહ છોડતાં દર્શન પામી સારૂપ્યે તે જાતા. જી૦ ૨૨૨
એ રીતે બહુ કામ કરીને ભૂમિ ભાર હઠાવે રે;
પાંડવનું રક્ષણ કરી પ્રીતે ઉત્તરાગર્ભ બચાવે. જી૦ ૨૨૩

---

## કીર્તન-૧૬

સુદામાને દોડી મળીને મિત્રધર્મ દેખાડે રે;
બ્રાહ્મણ ને ક્ષત્રિયના ધર્મની છાપ જગતમાં પાડે. જી૦ ૨૨૪
આપે તેને અણધાર્યું પણ દુઃખવાત ન પૂછે રે;
ચોખા ખાઇને પાછા કાઢે, આપે ગુપ્ત ન કહે છે. જી૦ ૨૨૫

બ્રાહ્મણ પણ કંઈ માગે નહિ ને દુઃખ હૃદય ના આણે રે;
ભક્તિમાં તો વિઘ્ન વિત્તને પાપમૂળ તે જાણે. જી૦ ૨૨૬
કુરૂક્ષેત્રમાં સૂર્યગ્રહણ પર સર્વે ભેગાં થાતાં રે;
મળી પરસ્પર પ્રેમ થકી ને સત્સંગે તો રહેતાં. જી૦ ૨૨૭
માતપિતાની ઈચ્છાથી તો મોટા ભાઈઓ લાવ્યા રે;
શ્રુતદેવને મિથિલ પર તે કરી અનુગ્રહ આવ્યા. જી૦ ૨૨૮
ત્યાગી ભક્ત સંપત્તિમાન ને ભોગી ભક્ત ભીખારી રે,
દુનિયામાં દેખાય કેવી એ વિચિત્રતા તો ભારી. જી૦ ૨૨૯
ત્યાગી શિવજી દે છે શીઘ્ર જ જે માગો તે પ્રીતે રે;
ભોગી વિષ્ણુ ભક્ત જનોને પકડે અવળી રીતે. જી૦ ૨૩૦
પહેલું તો ધનહરણ કરીને પછી સંબંધી મારે રે;
એમ દુઃખથી હારે નહિ તો આવે ભક્તની વારે. જી૦ ૨૩૧
વણ માગે તો આપે ખૂબ ને આખર પદ પણ દેતા રે;
વિષ્ણુની એ અવળી રીત જે નિજમુખે તે કહેતા. જી૦ ૨૩૨.

---

## કીર્તન-૧૭

એક દિન તો રાજસભામાં બ્રાહ્મણ ગાળો દે છે રે;
પુત્ર તેનો મરી ગયો તે પાપ રાજ્યનું કહે છે. જી૦ ૨૩૩
"પાપી રાજા થાતાં જગમાં દુઃખ પ્રજાને થાય રે;"
નિજ પુત્ર મરતાં દરેક ફેરે બ્રાહ્મણ લવતો જાય. જી૦ ૨૩૪
સાત પુત્ર એમ ચાલ્યા જાય ને બ્રાહ્મણ ગાળો દે છે રે;
તેવે સમે ત્યાં અર્જુન બેઠો ઉત્તર તેને દે છે; જી૦ ૨૩૫
"હવે જન્મસમય તું કહેજે પુત્ર તારાને રાખું રે;
નહિ તો અગ્નિ પ્રવેશ કરૂં પણ મિથ્યા વાણી ન ભાખું."જી૦૨૩૬

બ્રાહ્મણ કહે છેઃ 'રામ કૃષ્ણ એ કોઇ સમર્થ ન થાતા રે;'
અર્જુન કહેઃ "અહીં પશુપતાકાસ્ત્ર છે શિવજી જેના દાતા" ૨૩૭
જન્મસમય ત્યાં અર્જુન જઇને જાળી બનાવી બેઠો રે;
પુત્ર જન્મીને ગૂમ થયો તે માતાએ ના દીઠો. જી૦ ૨૩૮
બ્રાહ્મણ ગાળો અર્જુનને દે, તે શોધે જઈ પ્રીતે રે;
ત્રણે લોકમાં ખોળી થાકયો મળે નહિ કો રીતે. જી૦ ૨૩૯
વચન પ્રમાણે પાછો આવી અગ્નિ પ્રકટ કરે છે રે;
કૃષ્ણ આવી તે સમયે ત્યાં તો પ્રીતે વચનો કહે છેઃ જી૦ ૨૪૦
"ચાલ્ય, પુત્રને દેખાડું હું શાને દેહને બાળે રે;
રથ લઇને બન્ને જઇએ ને બીજું કંઈ પણ ભાળે." જી૦ ૨૪૧
એવું કહી રથ લઇને ચાલ્યા મહા વિષ્ણુની પાસ રે;
પુત્રો પાછા સોંપ્યા જેમણે દર્શન દઇને ખાસ. જી૦ ૨૪૨
આવી રીતે કામ કરે તે જગમાં કોણ જ જાણે રે;
ભોળા તો ભ્રાન્તિમાં રહે પણ મોટા પાર ન પામે. જી૦ ૨૪૩

---

## કીર્તન–૧૮

યાદવને પણ રાખે નહિ ને બ્રાહ્મણ શાપને લઇને રે;
ઉદ્ધવને તો વનમાં મોકલે બોધ જ ઉત્તમ દઈને. જી૦ ૨૪૪
પ્રભાતમાં સૌ નાશ પામતા એક બીજાને મારી રે;
બલરામ પણ ધામ પહોંચતા શેષ રૂપને ધારી. જી૦ ૨૪૫
પછી કૃષ્ણ નીરાંતે બેઠા પીપળા નીચે જઇને રે;
પોતે પણ નિજ ધામ જ પહોંચે બાણ નિમિત્ત જ લઇને. ૨૪૬
"દ્વારકા પણ રહેશે નહિ" એ ચેતવણી દઇ જાતા રે;
માયાદેહનો લોપ કરીને સ્વરૂપે થઇ રહેતા. જી૦ ૨૪૭

ભૂમિ છોડી જાતાં પોતે કલીપ્રવેશ જ થાય રે;
ગુરૂકૃપાથી તો પણ અહીંઆં ભક્ત થઈ રહેવાય. જી૦ ૨૪૮
ભક્તિ પાછળ સર્વે આવે જ્ઞાન ઉદિત પણ થાતું રે;
આનંદથી આ યુગે પણ સ્વરૂપમાં રહેવાતું. જી૦ ૨૪૯
કૃષ્ણકૃતિને કોણ જાણશે જગમાં નહિ કો જોટો રે;
સ્વરૂપમાં તો બીજો છે નહિ એનાથી કોઇ મોટો. જી૦ ૨૫૦

ॐ श्री कृष्णाय नमः ।

---

૧

## સગુણદર્શનની સ્તુતિ.

(આશાગોડીમાં ગવાય છે.)

રૂપ દેખાડોને પ્યારા, પ્રભુ, તમે હૃદય વસો છો અમારા (ધ્રુવ)
સુંદર અંગ ને પીત પીતાંબર શ્યામસુંદર હો વહાલા, ૧
કમળનયન ને સ્મિત વદન આ પ્રેમકટાક્ષથી પ્યારા. ૨
શંખ ચક્ર ને ગદા પદ્મ વળી શોભે છે વનમાળા. ૩
ચરણનૂપુરની શોભા ઝળકે કંઠે કૌસ્તુભમાળા. ૪
મકરકુંડળ ને મુકુટ જ સુંદર હૃદયે શ્રી વત્સવાળા. ૫
અવિચળ રહીને રૂપ નિહાળું વહે આનંદની ધારા. ૬
પ્રલોભનમાં આવી પડું નહિ દઢ નિશ્ચય દેનારા. ૭

---

૨

## ઈશ્વરને ચિત્તની ચોરી માટે પ્રાર્થના.

(નરસિંહ મહેતાના "એવા રે અમે એવા રે" એ પદની રાહમાં)

ચિત્ત અમારૂં ચોરોને પ્રભુ, મોટા જગમાં ચોર જ હો. (ધ્રુવ)
દધિ માખણની ચોરી કરીને ચિત્ત ગોપીનાં ચોર્યાં;
સગાંસંબંધી છોડાવીને વૃન્દાવનમાં દોર્યાં. ૧

મલ્હાર વિઠોબા બની પ્રભુ તમે ચિત્ત શાહનું ચોર્યું;
દિવાનનું કંઇ કામ કરંતાં સંકટ એનું હરીયું. ૨
અધિકાર ના હોય હજુ તો તેનું કામ કરાવો;
કલાબાજ છો કૃષ્ણ તમે તો યુક્તિ તેની પઢાવો. ૩
અંતર્યામી છો તમે તો કહેવાનું શું બાકી;
અધીરાઇ તો પણ આવી તે અંતરમાં નવ રાખી. ૪
સ્વરૂપની ચોરી ના થાયે તે તો વાત ખરી છે;
દુનિયાંની લીલા કરી તેવી આ પણ એક લીલા છે. ૫

---

૩

## ઈશ્વરશરણ, જ્ઞાન તથા યોગની પ્રાર્થના.

(ભેરવીમાં ગવાય છે.)

વિનતિ સુણોને અમારી રે પ્રભુ, રાખો શરણ મુરારી (ધ્રુવ)
આવેલાને અળગો ન કરશો, નિરાધારના વાલી પ્રભુ૦ ૧
દેહ તણું અભિમાન હઠાવી, ભવસાગરથી તારીરે ,, ૨
કામ ક્રોધનો નાશ કરાવી, નરક તણી જે બારીરે ,, ૩
અંધકાર અજ્ઞાન હઠાવી, જ્ઞાનસૂર્ય પ્રકટાવી રે ,, ૪
ત્રણે ગુણથી પાર કરીને. નિર્ગુણ ભાવે રખાવીરે ,, ૫
ચિત્તવૃત્તિનો રોધ કરાવી, સત્ય સ્વરૂપમાં લાવીરે ,, ૬

---

૪

## ભકિત સહિત જ્ઞાન તથા યોગની શ્રેષ્ઠતા

(દયારામ કવિના "પ્રેમી અંશ અવતરે" પદની રાહમાં)

ભકિતનો રસ જાણે ભકત કોઇ ભકિતનો રસ જાણે (ધ્રુવ)
બીજા રસ તો ખોટા જાણો ઇશ પાસ નહિ માણે;
ભવબંધનમાં નાખીને વળી વિષય તરફ તે તાણે. ૧

જ્ઞાની જ્ઞાનની વાત કરે પણ રસમાં તે શું જાણે?
અનુભવી તો એક રૂપ છે તોલ તેની કોણ આણે? ૭
યોગીમાં પણ શ્રેષ્ઠ એ જ છે ભક્ત હોય તે ટાણે;
ગીતામાં ભગવાન જ કહે છે અન્ય કોણ પ્રમાણે. ૮
જ્ઞાન શુષ્ક છે ભક્તિ વિનાનું કર્મ જોતરાં તાણે;
શુક જ્ઞાની કહે છે તો એવું મુખ્ય પુરાણ પ્રમાણે. ૯
ભક્તિ સહિત જ જ્ઞાન હૃદયમાં કૃપા ગુરૂની આણે;
સ્વરૂપથી તો એક રહેને માયા મિથ્યા જાણે. ૧૦

---

૫

## ભક્તિને માટે પ્રાર્થના.

(નરસિંહ મહેતાના "એવારે અમો એવારે" પદની રાહમાં

ભક્તિમાં ચિત્ત રાખો મારૂં પ્રભુ, ભક્તિમાં ચિત્ત રાખોરે (ધ્રુવ)
અન્ય વિષયમાં ફાંફાં મારે તે નિજ ચરણમાં રાખો રે;
જેથી આગળ આવે નહિ કંઇ વૈકુંઠમાં વાંધો રે. ૧
જીવન વ્યર્થ ગુમાવ્યું આજ તક, હવે બંધ કંઇ રાખોરે;
મનવાનરને પકડીને પ્રભુ નિજ ચરણમાં નાખો રે.
આખર વાત એ થાશે નહિ ને દુઃખ ભારી ત્યાં હોશેરે;
પિત્ત વાતને કફના ઝઘડા તેથી કંઠે રૂંધાશે રે. ૩
નાડી સંધિ તુટી જઈને ગોટો ભેળો થાશે રે;
દેહત્યાગના કષ્ટ મહીં તો યાદ પ્રભુ કયાં રહેશે રે. ૪
ગુરૂ કૃપાએ એ જ માગું છું અંતર હૃદયનિવાસી રે
ભક્તિમાં રહે સ્વરૂપને વળી ભેદ જાય સૌ નાશી રે. ૫

---

૬

## વિષય તરફ જતું મન રોકવાને પ્રાર્થના.

( ભેરવીમાં ગવાય છે )

મન વિષયે જાતું રોકો રે ગિરિધારી હો. (ધ્રુવ)
આપચરણમાં રાખો નિત્યે પ્રીતેથી પ્રભુ તેને રે;
વિષયોમાં દોડાવીને પ્રભુ નીચે પાડો શેને રે. ૧
રોકાતું નથી મુજથી તે તો માયા એવી ભારી રે;
અભ્યાસ પણ થાતો નહિ પ્રભુ ડુબતાને દ્યો તારી રે. ૨
ગીતામાં કહ્યું આપે મારી માયા તરવી દુર્લભ રે;
મારે શરણે આવે તેને તો થાય જ તરવી સુલભ રે. ૩
આપચરણમાં આવે ત્યાં પણ વચમાં માયા આવે રે;
આપ કૃપા વિણ કોણ બીજું જે તેને દૂર કરાવે રે. ૪

---

૯

## મોહ, આંધિ, વ્યાધિ તથા ઉપાધિ ટાળવાના ઉપાય.

( ભેરવમાં ગવાય છે. )

હૃદયે બ્રહ્મદૃષ્ટિ છાઇ રહી (૨) છાઇ રહીને ભ્રાન્તિ ગઇ (ધ્રુવ)
નામરૂપને મિથ્યા જાણી મોહદૃષ્ટિ જે હારી ગઇ. ૧
દેહદૃષ્ટિને દૂર કરી તો અંતરથી સા વ્યાધિ ગઈ. ૨
જીવ સૃષ્ટિનો બાધ કરે તો હૃદય તણી આ આધિ ગઇ. ૩
કર્તાનો અહીં ભેદ વિચારી મૂળ સહિત ઉપાધિ ગઈ. ૪
કૃપા થાય એ ગુરૂની જ્યારે અંતર માંહી તો આવે હરિ. ૫

---

૮

## અભેદ તત્ત્વજ્ઞાન નિરૂપણ.

( ખમાચમાં ગવાય છે. )

હરિ વિણ કોઇ નામ જ ન્યારૂં નહીં કંઇ ન્યારૂં નહીં (ધ્રુવ)
શું જ કરે ત્યાં અન્ય નામને, ઠામ કંઇ જ્યાં ઠાલું નહીં ૧
માયાવીની માયા જાણી મોહ પછી કંઇ થાય નહીં. ૨
લય ચિંતનને ધારી જોતાં ભેદ કંઇએ ભાસે નહીં. ૩
ભેદ વ્યવહારિક બાધ કરે નહીં તત્ત્વજ્ઞાનની દૃષ્ટિ મહીં. ૪
ગુરૂકૃપા જો પૂર્ણ હોય તો કામ કઠિન કંઇ છે જ નહીં. ૫

---

૯

## નિર્ગુણબ્રહ્મધ્યાન.

( ભૈરવીમાં ગવાય છે. )

કેવળ બ્રહ્મનું ધ્યાન, જગમાં કેવળ બ્રહ્મનું ધ્યાન. (ધ્રુવ)
નામ રૂપને મિથ્યા જાણી ના રાખો ત્યાં માન. ૧
બાધ સમાનાધિકરણવૃત્તિ રાખી કરજો ધ્યાન. ૨
નામરૂપને સાચું માનો થાશો બહુ હેરાન. ૩
સ્વરૂપ પણ તેને જ કહે છે શ્રુતિસ્મૃતિનું જ્ઞાન. ૪

---

૧૦

## સચ્ચિદાનંદ રૂપે બ્રહ્માત્મૈકયભાવ.

( હોરીમાં ગવાય છે. )

અમારૂં એ જ ખરૂં છે સચ્ચિદાનંદસ્વરૂપ
રહ્યો નહિ ભેદ જરીએ કેવળ એક અનુપ (ધ્રુવ)

ભેદ અહીં જે માનો તમે આ ભયનું કારણ એ તો;
અભેદને અનુભવીને રહે એ નિર્ભય જગમાં રહેતો.
નહીં કંઇ દુઃખ સહેતો. ૧

શું ખોળે છે જગમાં સુખને તું પોતે એ રૂપે;
ભ્રાન્તિ છોડીને નિશ્ચય કરી લે શોધ વિષયમાં અલેખે.
સુખનું નામ ન દેખે. ૨
જ્ઞાન રૂપ તું પોતે છે ને જડમાં કાં તું ફસાયો;
સત્ય રૂપને ભૂલી જઈને મિથ્યા પાછળ ધાયો.
માયામાં લપટાયો. ૩
એ માયાથી મુકત થવાને માયાવીને ઉપાસો;
માયાને એ જરૂર હઠાવે ટાળે જમનો ફાંસો.
સત્ય સ્વરૂપ પ્રકાશો. ૪

---

## ૧૧

## જગત્મિથ્યાત્વનિરૂપણ

( "શું કહું કથની મારી રાજ" એ રાહમાં ગવાય છે. )

મિથ્યા માયા જાણો આજ મિથ્યા માયા જાણો (ધ્રુવ)
મૃગજળને દેખો તેથી શું સત્ય જ તેને માનો;
નભે નીલતા ચંદ્ર બે વળી સાચાં કદીએ જાણો. ૧
પટ તંતુ ને સોનું ઘરેણાં ભેદ શો તેમાં આણો;
ઘટાકાશને મહાકાશનો ભેદ કદી ન પ્રમાણો. ૨
એ રીતે કંઇ તત્ત્વ વિચારી નિશ્ચય હૃદયે આણો;
નામ રૂપ તો મિથ્યા છે આ સત્ય સ્વરૂપને જાણો. ૩
જગત્ સત્ય એ વાત કદી પણ અંતરમાં નવ આણો;
ગુરૂકૃપાએ નિજ સ્વરૂપનું સુખ સદા તમે માણો. ૪

---

૧૬

## પૂર્ણ જ્ઞાન તથા આપેક્ષિક જ્ઞાનનિરૂપણ.

(ગઝલ.)

જ્યોતિ જો અંતરે જાગે રહે અંધારૂં તો શેનું ?
ઉદય જો જ્ઞાનનો થાયે રહે અજ્ઞાન તો કોનું ? ૧
ગયું અજ્ઞાન મૂળેથી જગત તે દેખતો શેનું ?
જાગીને દેખતો જે અહીં રહે કયાં સ્વપ્ન તો તેનું ? ૨
ઘરેણાં તુચ્છ તે દેખે ચિત્ત છે હેમમાં જેનું;
જગતને તુચ્છ તે જાણે ચિત્ત છે તત્ત્વમાં તેનું. ૩
ભાન તો નિશ્ચયે રહેતું વ્યાવહારિક સત્તાનું;
સ્મરણ પણ સાથ તો રહેતું સત્ય એક તત્ત્વ છે તેનું. ૪
સ્વપ્નને સ્વપ્ન જાણે છે રહીને સ્વપ્નમાં કેવું;
અનુભવને વિચારી એ ધરો દૃષ્ટાન્ત તો તેવું. ૫
સ્મૃતિ વ્યવહારની જ્યાં છે ગયું નહિ સ્વપ્ન તો તેનું;
અન્યની સાથ મેળવતાં આપેક્ષિક જ્ઞાન છે એનું. ૬
અધુરૂં જ્ઞાન પણ જાણો અખંડાકાર વૃત્તિનું;
પૂર્ણ તો જ્ઞાન એક જ છે વિકલ્પો વિણ સમાધિનું. ૭
વિરોધો જ્ઞાન કર્મોના સ્થિતિમાં એ ઘટે કહેવું;
વિચારી તત્ત્વ યુક્તિથી આપેક્ષિક અન્યમાં લેવું. ૮
સાધી લે સાધનો પ્રીતે કહે છે શાસ્ત્ર તો એવું;
ગુરૂની મહેર દૃષ્ટિથી સ્વરૂપે સ્થિત થઇ રહેવું. ૯

---

## શંકરસ્તવ

(ભૈરવીમાં ગવાય છે.)

ભવની ભાવટ ભાગો રે, ત્રિપુરારિ હો....... (ધ્રુવ)

અતિ બલિષ્ઠ ત્રિપુર નાશથી લોક હિત તો કીધું રે;
નિર્બળ મિથ્યા ત્રણે પુરના રક્ષણમાં શું દીઠું રે? ૧

કહેશો ત્યાં તો એક હતો ને અહીંઆં ત્રણનો સંઘ જ રે;
વિચારતાં પણ અહીંઆં દેખો કારણ દેહ છે મુખ્ય જ રે. ૨

તેનો નાશ થયેથી નાશ જ બીજાનો પણ થાતો રે;
"કારણ વિના તો કાર્ય રહે નહિ" ન્યાય પણ કહેવાતો રે. ૩

માટે કારણ–દેહ અજ્ઞાનનો નાશ કરો તો રાચું રે;
નામ પ્રસિદ્ધ હો ઇશ્વર માનું "ત્રિપુરારિ" પણ સાચું રે. ૪

ભજનારામાં જ્ઞાન લાવીને નાશ અજ્ઞાનનો કરતા રે;
તે તો જગમાં સર્વે કરતા વિશેષતા શું ધરતા રે? ૫

અધિકાર અહીંઆં નહિ કંઇએ તેને પણ લઇ શરણે રે;
નિજ હૃદયમાં વસતા તેનાં દર્શન આપો સ્મરણે રે. ૬

ગુરૂકૃપાથી વિનતિ કરતો બીજું કંઇ ના જાણું રે;
કૃષ્ણ રૂપનો સ્વરૂપ થઇને સ્વરૂપમાં હું માણું રે. ૭

## પ્રાતઃસ્મરણ

(પદ)

પ્રાતઃ થયું ધ્યાન ધર જગતના ઇશનું,
જે થકી પાપના પુંજ દાઝે;
પંચમુખ સુખદાતારને હૃદયમાં,
આણતે ક્લેશ કાયા ન બાઝે. ૧

ગળધર શૂળ સંસારનાં બાળશે,
ભાંજશે દુઃખ તે જાપ ગાઝે;
નામ લેતે તમે પામશો મોક્ષને,
છૂટશો કામના ક્રોધલાંઝે. ૨

શુદ્ધ સ્ફટિક સમો દેહ ઉજ્જ્વળ ભલો,
ટાળશો સાંભતા ભાગ પ્રાંઝે;
દાપ જે રાતના પ્રાતઃકાળે પ્રભુ,
પ્રાતના થયા તે રણછોડ સાંઝે. ૩

[દીવાન રણછોડજીકૃત]

---

## અન્યોક્તિ

(પદ)

અહનિશા અંધારી, ઓ ભમરા ! અહનિશા અંધારી-ધ્રુવ.
તું શાને રહ્યો ફાંફાં મારી—ઓ ભમરા૦
તેં કોણથી બાંધી યારી,
નથી નથી નલિની નારી તારી—ઓ ભમરા૦
નાતજાત જૂદી જૂદી તમારી,
મિત્રતા ધિક્કારી આ વ્યભિચારી—ઓ ભમરા૦

[અજ્ઞાત]

---


મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ: અમદાવાદ.

મુદ્રક: ગજાનન વિશ્વનાથ પાઠક.